આ મંત્રથી ધ્યાન કરવું. બીલીફળ બીલીના સમિધ ખાખરાના સમિધ ઘી તલ સાકર વગેરેથી દશાંશ હોમ તર્પણ વગેરે કરવાં. પ્રયોગ મોટી સંખ્યાનો હોવાથી સુપાત્ર બ્રાહ્મણદ્વારા કરાવવો ઉત્તમ છે. આ પ્રયોગથી મનવાંછિત વસ્તુ મળે છે અને ધનધાન્ય સમૃદ્ધિ વૈભવ વિલાસ વધે છે.

---

ॐ आं ॐ ह्रीं ॥ कर्दमेन प्रजा भूता मयि संभव कर्दम ॥
श्रियं वासय मे कुले मातरं पद्ममालिनीम् ॥ ११ ॥

પ્રયોગ ૧:— આ મંત્રનો ૩૨,૦૦,૦૦૦ બત્રીસ લાખનો પ્રયોગ છે. મંત્ર સાથે वं श्रीं બીજ જોડીને ન્યાસ કરવા અને

सवत्सा गौरिव प्रीता कर्दमेन यथेन्दिरा ॥
कल्याणी मद्गृहे नित्यं निवसेत्पद्ममालिनी ॥

આ મંત્રથી ધ્યાન કરવું જીવતા વાછડાવાળી ગાયનું અને પુત્રવાળી સૌભાગ્યવતી સ્ત્રીનું પૂજન કરી આ પ્રયોગ ગાયના ગોંદરામાં બેસી કમળ કાકડીની માળા ૧૧ ફેરવી, હમેશાં નાનાં બાળકોને દુધ પીવરાવવું, જપ પૂરો થયે દશાંશ હોમ વગેરે કરવાં આ પ્રયોગ મોટો હોવાથી બ્રાહ્મણો દ્વારા કરાવવો ઠીક છે. વંધ્યા સ્ત્રીને ભાગ્યશાળી પુત્ર થાય છે તેની વંશવૃદ્ધિ થાય છે અને તેન વંશમાં કોઈ નિર્ધન રોગી આંધળો કંજૂસ પાપી નથી થાતો. હોમ શિવલિંગીનાં બી ખીર ધોળા તલ મેં ઘીનો કરવો. દૂધથી તર્પણ અને માર્જન કરવું.

પ્રયોગ ૨:— આ મંત્રથી ચંડીપાઠના પ્રત્યેક મંત્રને સંપુટિત કરી ૧૨૫ સવાસો પાઠ કરવા તો સંતાન થાય છે હોમ ઉપર પ્રમાણે.

---

ॐ ह्रीं ॐ क्रौं ॥ आपः सृजन्तु स्निग्धानि चिक्लीत वस मे गृहे ॥
वाचं देवीं मातरं श्रियं वासय मे कुले ॥१२॥

प्रयोग १ आ मंत्रना प्रयोगना प्रारंभमां

अस्य श्री आपःसृजन्तु मंत्रस्य चंद्रमा ऋषिः। अमृतेश्वरी चिक्लीतमाता श्रीः देवता। अनुष्टुप्छंदः। वं बीजं। ममाभीष्टकामना सिद्ध्यर्थे जपे विनियोगः

આ પ્રમાણે સંકલ્પ કરી સમુદ્રમાં સીધી મળનારી નદીને કાંઠે ઉગેલા બીલીના ઝાડ નીચે બેસી પાણીથી ભરેલા ઘડાની પૂજા કરી ૬૪,૦૦૦

ચોસઠ હજાર જપ કરવો. સુવાસણ સ્ત્રીઓને બ્રાહ્મણોને, બ્રાહ્મણ બાળકોને પાણીનું દાન કરવું. અને લોકોને તથા ગામોને પાણી પીવરાવવાની વ્યવસ્થા કરવી. પ્રયોગ પુરો થયે શેરડી, તલ ગોળ, ટોપરાં, વગેરેનો દશાંશ હોમ વગેરે કરવાં. આ પ્રયોગ કરનારા ઉપર દેવી પ્રસન્ન થઈ હમેશાં અમૂલ્ય ઇચ્છિત ભોજન મોટા પ્રમાણમાં આપે છે તેને ઘેર મેમાનો મોટી સંખ્યામાં આવ્યાજ કરે છે. તેના વંશમાં ભોજનની ખામી આવતી નથી. દરેક પાંચ વરસ પછી એક પ્રયોગ કરવો ઉત્તમ છે. તેના નોકર ચાકર મિત્ર આશ્રિત વગેરેને ઉત્તમ ભોજન મળે છે.

---

ॐ क्रौं ॐ क्रीं ॥ आर्द्रां पुष्करिणीं पुष्टिं पिंगलां पद्ममालिनीम् ॥
चन्द्रां हिरण्मयीं लक्ष्मीं जातवेदो म आवह ॥१३॥

પ્રયોગ ૧:—આ મંત્ર હમેશાં ૩૦૧૦ ત્રણ હજાર જપવો. શુકલ પક્ષની પાંચમથી પ્રારંભ કરી પૂનમ સુધી જપ કરી બંધ કરવો ફરી બીજા મહિનાની શુદી પાંચમથી પૂનમ સુધી જપ કરવો બની શકે તો ચંદ્રમંડળની સામે નજર રાખી જપ કરવો. અથવા ચંદ્રનો પ્રકાશ પોતાના શરીરપર પડે તેવી રીતે બેસી જપ કરવો. રૂદ્રાક્ષની કે કમળ કાકડીની માળાથી હીરાગળ વસ્ત્રમાં કમળ પુષ્પો અંદર ગોઠવી તેનાપર બેસી જપ કરવો. આ પ્રયોગ ૧૬ મહિનાનો છે. જેમ જેમ પ્રયોગ આગળ ચાલશે તેમ તેનો પ્રભાવ નજરે જોવામાં આવશે. ૧૬ થી ૩૨ મહિનામાં પોતાના મનની બધી અભિલાષાઓ પૂરી થાશે આ પ્રયોગમાં નીચેના મંત્રથી ધ્યાન કરવું.

तां स्मरेदभिषेकार्द्रां पुष्टिदां पुष्टिरूपिणीम् ॥
मैत्र्यादिवृत्तिभिश्चार्द्रां विराजत्करुणां श्रियम् ॥१॥
दयार्द्रां वेत्रहस्तां च व्रतदंडस्वरूपिणीम् ॥
पिंगलाभां प्रसन्नास्यां पद्ममालाधरां तथा ॥२॥
चंद्रास्यां चंद्ररूपां च चंद्रां चंद्रधरां तथा ॥
हिरण्मयीं महालक्ष्मीमृचमेतां जपेन्निशि ॥३॥

શરૂઆતમાં સંકલ્પ ન્યાસ કરી લલિતાંબાનું ચંદ્રમંડળમાં ધ્યાન કરી જપનો પ્રારંભ કરવો. ચંદ્રોદય થયા પછી જપનો પ્રારંભ કરવાનો છે. ૧૬ મહિને પ્રયોગ પુરો થયા પછી દશાંશ હોમ તર્પણ વગેરે કરવાં પછી બીજા સોળ મહિનાનો પ્રયોગ શરૂ કરવો.

પ્રયોગના સંકલ્પમાં જેટલા મહિનાનો પ્રયોગ કરવો હોય તેનો ઉચ્ચાર કરવો અને સોળ મહિનાનો પ્રયોગ પુરો ન થાય ત્યાં સુધી વચમાં પ્રયોગ ખંડિત થવા દેવો નહી. હોમ ખીર બીલીફળ સમિધ કમળ ફુલ ડોલર ફુલ ધોળા તલ ઘી બધાનો કરવો અને દશાંશ તર્પણ વગેરે કરવાં. આ પ્રયોગના પ્રભાવથી મંત્ર સિદ્ધ થાય છે પ્રયોગ કર્તાને વચનસિદ્ધિ મળે છે. તેને મોટું રાજ્ય પ્રતિષ્ઠા માન સન્માન વૈભવ વિલાસ મોટા પ્રમાણમાં મળે છે. લક્ષ્મી ઘણી મળે છે રાજા પ્રજામાં ઉંચું માન અને સ્થાન મળે છે.

---

ॐ क्लीं ॐ श्रीं ॥ आर्द्रां यः करिणीं यष्टिं सुवर्णां हेममालिनीम् ॥
सूर्यां हिरण्मयीं लक्ष्मीं जातवेदो म आवह ॥१४॥

પ્રયોગ ૧:— આ મંત્રનો પ્રયોગ ૩,૬૦,૦૦૦ ત્રણ લાખ સાઠ હજારનો છે. આ પ્રયોગ તળાવને કાંઠે, અથવા કમળના સમૂહની વચમાં અથવા નજીકમાં બેસીને કમળના આસનપર બેસીને કમળ કાકડીની અથવા સોનાની માળાથી હમેશાં ૩૦૦૦ ત્રણ હજાર જપ કરવો. ૧૨૦ દિવસમાં પ્રયોગ પૂરો થાશે ખીર કમળ ફુલ ઘી વગેરેનો દશાંશ હોમ કરવો. સો સુવાસિની સ્ત્રીઓને જમાડી લુગડાં પેરાવી શણગારી દક્ષિણા આપવી; આ પ્રયોગમાં નીચેના મંત્રોથી ધ્યાન કરવું.

तां स्मरेदभिषेकार्द्रां पुष्टिदां पुष्टिरूपिणीम् ॥
रुक्माभां स्वप्नधीगम्यां सुवर्णां स्वर्णमालिनीम् ॥१॥
सूर्यामैश्वर्यरूपां च सावित्रीं सूर्यरूपिणीम् ॥
आत्मसंज्ञां च चिद्रूपां ज्ञानदृष्टिस्वरूपिणीम् ॥२॥
चक्षुः प्रकाशदां चैव हिरण्यप्रचुरां तथा ॥
स्वर्णात्मनाऽऽविर्भूतां च जातवेदो म आवह ॥३॥

આ પ્રયોગથી ગ્રહોની પીડા ગ્રહબાધા મટી ભાગ્યનો ઉદય થાય છે હાથી, ઘોડા, વાહન, ગામ, ગરાસ, જમીન, જાગીર રાજ્ય સમૃદ્ધિ વગેરે મળે છે માણસ મોટા ધનવાન બને છે તેનું અને તેના કુંટુંબીઓના શરીર નીરોગી દીર્ઘાયુષી અને પ્રભાવશાળી થાય છે અને જે માણસને મળવાની ઈચ્છા હોય તેનું આકર્ષણ થઈ તે મળે છે.

---

ॐ श्रीं ॐ हूं ॥ तां म आवह जातवेदो लक्ष्मीमनपगामिनीम् ॥
यस्यां हिरण्यं प्रभूतं गावो दास्योऽश्वान् विन्देयं
पुरुषानहं ॥१५॥

प्रयोग १ॐ अस्य श्री पंचदशमम ंत्रस्य ऋचः कुबेरो ऋषिः । भूतधात्री लक्ष्मीर्देवता । प्रस्तार पंक्तिच्छंद । ह्रीं श्रीं ह्रीं इति बीजानि । ममाभीष्टफलप्राप्त्यर्थे जपे विनियोग.॥

'આ મંત્ર ને હ્રીં શ્રીં હ્રીં આ બીજ લગાડી અંગન્યાસ કરન્યાસ હૃદયાદિ ન્યાસ કરવા અને

ध्याये लक्ष्मीं प्रहसितमुखीं राजसिंहासनस्थां
मुद्राशक्ति सकलविनुतां सर्वसंसेव्यमानाम् ॥
अग्नौ पूज्यामखिलजननीं हेमवर्णां हिरण्यां
भाग्योपेतां भुवनसुखदां भार्गवीं भूतधात्रीम् ॥१॥

આ મંત્રથી ધ્યાન કરવું. જાર અથવા ઘઉંના ઢગલા ઉપર રેશમી આસન પાથરી કમળ કાકડીની માળાથી હમેશાં ૩૦૦, ત્રણ હજાર જપ કરવાનો છે. આ પ્રયોગ ૧,૨૫,૦૦૦ સવા લાખનો છે. જપ પૂરો થયે પ્રો ખીર મધ ઘી વગેરેથી દશાંશ હોમ તર્પણ વગેરે કરવાં. આ પ્રયોગથી લક્ષ્મી પોતાને ઘેર સ્થિર રહે છે. બહારથી મોટા પ્રમાણમાં લક્ષ્મી મળે છે. રાજાઓ જેવી ધન ધાન્ય ઐશ્વર્ય સમૃદ્ધિ વધે છે. ગયેલું રાજ્ય જમીન જાગીર ફરીને મળે છે. કામનું મહત્વ જોઈ પ્રયોગ બમણો કે ચોગણો કે તેથી વધુ કરવો. પ્રયોગ શરૂ કર્યા પછી થોડા દિવસોમાં ફળ દેખાવા માંડે છે.

---

ॐ हूं ॐ स्वाहा ॐ हूं ॐ ऐं॥ यः शुचिः प्रयतो भूत्वा जुहुयादाज्यमन्वहं ॥
श्रियः पंचदशर्चं च श्रीकामः सततं जपेत् ॥१६॥

પ્રયોગ ૧ શ્રી સૂક્તના ૧ થી ૧૬ મંત્રનો-સંપૂર્ણ સ્તોત્રનો હમેશાં ૧૦ પાઠ કરી રોજ ૧ પાઠ હોમવો એક વરસમાં સુખ સમૃદ્ધિ મળે છે. બધાં વિઘ્નો ટળે છે. ઉદ્યોગ ધંધો નોકરી વેપારમાં સફળતા મળે છે. વેપાર, ધંધા, નોકરીમાં આવનારાં આવરણ દૂર થઈ લક્ષ્મી મળે છે.

પ્રયોગ ૨ શ્રી સૂક્તના ૧૬ મંત્રોનો પાઠ ૧૦,૦૦૦ દશ હજાર કરવા. શુક્લ પક્ષની બીજથી પ્રારંભ કરી સવારે અને સાંજે નક્કી કરેલી સંખ્યામાં પાઠ કરવા. દશ હજાર પાઠ પૂરા થાય એટલે બીલીના સમિધ દૂધપાકનો દશાંશ હોમ તર્પણ વગેરે કરવાં. આ પ્રયોગ બ્રાહ્મણ દ્વારા પણ કરાવાય છે. લક્ષ્મી ધન ધાન્ય સમૃદ્ધિ પ્રભાવ યશ કીર્તિ વધે છે. સંસારનું બધી જાતનું સુખ મળે છે.

॥ अथ राजवैद्य विरचिता ॥

## ॥ श्री प्रसादिनी टीका ॥

नत्वा गणनाथमुमामहेश्वरौ श्रीसरस्वतीं देवीम् ॥
श्रीविष्णू श्रीसूक्तव्याख्यां वै श्रीप्रसादिनीं सरलाम् ॥१॥

गोंडलवसतिर्व्यासः शास्त्रीमां जीवरामाख्यः ॥
श्री कालिदासतनयः कुर्वे सौराष्ट्रमंडले निवसन् ॥२॥

---

ॐ ऐं ॥ हिरण्यवर्णां हरिणीं सुवर्णरजतस्रजां ।
चंद्रां हिरण्मयीं लक्ष्मीं जातवेदो म आवह ।१॥

हे जातवेदः जातप्रज्ञ, विश्वस्य प्रकाशस्वरूप हे अग्ने हे यज्ञनारायण भगवन्। हिरण्यवर्णां सुवर्ण इव वर्णः कांतिर्यस्यास्तां सुवर्णसदृशस्वरूपवतीं सुवर्णसदृशकांतिम् । हरिणीं हरिद्राचूर्णकृतमूर्तिम् हरिणीरूपधरां। श्रीर्धृत्वा हरिणीरूपमरण्ये संचचारहेति वचनात् । सुवर्णरजतस्रजां-सुवर्णसदृशवर्णानां रौप्यसदृशवर्णानां कमलपुष्पाणां मालाधारिणीं, सुवर्णरौप्यकृतालंकारधारिणीं, सुवर्णरौप्यकृतहाराद्याभूषितां। चंद्रां चंद्रावतारां चन्द्ररूपेण प्रकाशमानां चंद्रवद् भासमानां चंद्ररूपेण विश्वमाह्लादयन्तीं जीवयन्तीं। हिरण्मयीं सुवर्णस्वरूपां सुवर्ण एव विग्रहं यस्यास्तां। एवंरूपां लक्ष्मीं लाभप्रदां शुभलक्षणां श्रीं देवीं विश्वस्य मातरं भुवनेश्वरीं देवीं मे मह्यं मदर्थं मदुद्धारार्थम् वरप्रदानाय वा त्वं हे अग्निदेव आवह आह्वय आकारय मम गृहे निवासार्थम् मत्समीपं आनय । अग्नेर्देवहोतृत्वादाह्वानं तदधीनमेव।

हरिणीं तु हरेः पत्नीं दारिद्र्यपरिहारिणीम् ।
प्रपद्येहं हरिद्राभां हरिणाक्षीं हिरण्मयीम् ॥१॥

ॐ ॐ ऐं ॐ ह्रीं ॥ तां म आवह जातवेदो लक्ष्मीमनपगामिनीं।
यस्यां हिरण्यं विन्देयं गामश्वं पुरुषानहं ॥२॥

हे जातवेदः हे वेदस्वरूपाग्ने, अनपगामिनीं अपगमनरहितां चांचल्यरहितां अनपायिनीं स्थिरां तां वक्ष्यमाणस्वरूपां लक्ष्मीं श्रीदेवीं मे मम मद्गृहे निवासय आवह आह्वय आकारय। यस्यां लक्ष्म्यां श्रीदेव्यां आवाहितायामाहूतायां ततश्च मद्गृहे स्थिरीभूतायां सत्यां हिरण्यं सुवर्णं गां धेनुं अश्वं पुरुषान् पुत्रकलत्रदासीदासभृत्यसुहृत्संबंधिरूपान् अहं विन्देयं प्राप्नुयां ॥ २ ॥

# ॥ श्री सूक्तनुं गुजराती भाषान्तर ॥

## राजवैद्य कृत श्री प्रसादिनी संस्कृत टीकाने आधारें तेमणे करेलुं गुजराती भाषांतर ।

જ્યાં જ્યાં સ્તુતિમાં પુરૂષવાચક શબ્દ છે ત્યાં પાઠ કરનાર સ્ત્રી હોય ત્યાં સ્ત્રી જાતિવાચક શબ્દ જોડવો.

ॐ हिरण्य वर्णां हरिणीं सुवर्णरजतस्रजां ॥
चंद्रां हिरण्मयीं लक्ष्मीं जातवेदो म आवह ॥ १ ॥

જગતના જ્ઞાનસ્વરૂપ એવા હે યજ્ઞ નારાયણ અગ્નિ ભગવાન, સોના જેવી કાંતિ વર્ણ અને સ્વરૂપવાળાં, હરિણીનું રૂપ ધારણ કરનારાં, સોના રૂપાનાં રંગના કમળ પુષ્પોની માળા ધારણ કરનારાં, સોના રૂપાનાં આભૂષણો અને હાર પહેરનારાં, ચંદ્રમાની પેઠે જગતને આનંદ આપનારાં, અર્થાત જ્ઞાન ઐશ્વર્ય સુખ આરોગ્ય ધનધાન્ય અને વિજય આપનારાં એવાં જગતની માતા સ્વરૂપ શ્રી દેવીને હે અગ્નિદેવ મને વરદાન આપવા માટે તમે મારી પાસે લઈ આવો. ॥૧॥

ॐ तां म आवह जातवेदो लक्ष्मीमनपगामिनीं ॥
यस्यां हिरण्यं विन्देयं गामश्वं पुरुषानहं ॥ २ ॥

હે જાતવેદા વેદસ્વરૂપ અગ્નિ ભગવાન, ઉપર કહેલા ગુણવાળાં લક્ષ્મી દેવીને મારે વાસ્તે મારે ઘેર લઇ ચંચળતાને છોડી સ્થિર રહેવા માટે બોલાવી આપો લક્ષ્મી દેવી મારે ઘેર આવી સ્થિર થઈ રહેશે તો હું સોનું, ગાય, ઘોડા. સ્નેહી સંબંધી, નોકર અને સમૃદ્ધિને મેળવી શકીશ. ॥૨॥

ॐ अश्वपूर्वां रथमध्यां हस्तिनादप्रबोधिनीम् ॥
श्रियं देवीमुपह्वये श्रीर्मा देवी जुषताम् ॥३॥

अश्वाः पूर्वे पुरोगाः यस्यास्ताम्। रथाः मध्ये यस्यास्ताम्। हस्तिनां गजानां नादेन गजतुर्यादिनादेन बृंहितेन दशदिग्व्यापिना ध्वनितां प्रबोधिनीं प्रकर्षेण ज्ञापयित्रीं ज्ञापिकां। देवीं क्रीडादिलक्षणशीलां द्योतनशीलां, श्रियं श्रयणीयां सेनारूपां मातरं उपह्वये मत्समीप आगच्छ इति प्रार्थये। आगन्तु प्रार्थिता च सा श्रीरूपिणी देवी मा मां जुषतां सेवताम् मेऽभिलषितानि पूरयतु ॥३॥

ॐ कां सोस्मितां हिरण्यप्राकारामार्द्रां ज्वलंतीं ॥
तृप्तां तर्पयंतीं पद्मे स्थितां पद्मवर्णां तामिहोपह्वये श्रियम् ॥४॥

सोस्मितां, आ उ ✕-ओ स्मितेन सहितां सोस्मितां। आ आसंमतोन्मुख कमलं व्याप्य उ उद्गतं यत् स्मितं मंदहास्यं तेन सहिताम्। ओ इत्याश्चर्येण भक्तैर्हृदि धारितां। हिरण्यप्राकारां सुवर्णस्य दुर्गेणावृत्तमंदिरां। आर्द्रां जलरूपां विश्वस्य जीवनाधारां चन्द्रगुणां औषधीरूपां क्षीरोदधेरुत्पन्नत्वात् रुद्रस्वरूपां वा। आर्द्रया रुद्र इत्यादौ तथा दर्शनात्। आर्द्रां दयार्द्रहृदयां भक्तानामल्पसेवया सत्वरं बहुफलदायिनीं कोमलस्वभावां स्नेहपूर्णहृदयां वा। ज्वलंतीं ज्योति स्वरूपां विश्व प्रकाशयन्तीं प्रकाशमानां स्वभक्तानां शत्रून्तापयन्तीं दहन्तीं। तृप्तां पूर्णमनोरथां सदा संतुष्टां। तर्पयन्तीं वरप्रदानदारिद्र्यनाशनातुलितैश्वर्यप्रदानादिभिः स्वभक्तानां मनोरथपूर्तिकारिणीं, विविधभोगवैभवप्रदानैः स्वभक्तान् पूर्णमनोरथान् कुर्वन्तीं तोषयंतीम्। पद्मे स्थितां कमले कमलासने आसीनां। पद्मवर्णां सुवर्णकमलकांति तादृशीं विविधैश्वर्यगुणसम्पन्नां। कां वाणीस्वरूपां वाङ्मनसोरगोचरां दुर्निरूप्यस्वरूपां ब्रह्मादिदेवैरप्यनिर्वचनीयस्वरूपां ब्रह्मरूपां श्रियं श्रीदेवीं मातरं उपह्वये मद्गृहे निवसितुं आवाहनं करोमि ॥४॥

ॐ चन्द्रां प्रभासां यशसा ज्वलंतीं श्रियं लोके देवजुष्टामुदारां ॥
तां पद्मिनीमीं शरणमहं प्रपद्ये अलक्ष्मीर्मे नश्यतां त्वां वृणे ॥५॥

चन्द्रां चन्द्रवत् अमृतवर्षिणीं जीवनदात्रीं आह्लादयन्तीं। प्रभासां प्रकृष्टा भासा तेजः प्रकाशः कांतिर्यस्यास्तां दिव्यप्रभां दिव्यप्रकाशां सूर्य चन्द्रादीन्प्रकाशयन्तीं दिव्यज्ञानेन भक्तानां हृदयाद्ज्ञानादिदोषान् परिहरन्तीं विश्वं भासयंतीं। लोके यशसा ज्वलन्ती चतुर्दशसु लोकेषु ऐश्वर्यसमृद्धिभक्तवरप्रदानादिना प्रकाशमानां गीयमानकीर्तिम्। अत एव देवजुष्टां इन्द्रादिदेवगणैः सेवितां ब्रह्मादिदेवगणशिरश्छत्ररूपां। उदारां भक्तानां अल्पसेवया महाफलदात्री दारिद्र्यादिदुःखहारिणीं यदान्य प्रगल्भां तां एवंविधः उक्तैः अन्यैश्च विविधगुणैः सम्पन्नां। पद्मिनीमीं पद्मिनीं पद्मलतारूपां पद्महस्तिनी पद्मासनाऽऽसीना ई ईकारवाच्यां ई स्वरूपां श्रियं श्रीदेवीं अहं शरणं प्रपद्ये। शरणं प्रपन्नोऽस्मि। अतो मे मम अलक्ष्मीः दारिद्र्यादिदुःखानि नश्यतां नाशं प्राप्नोतु इति इमं वरं हे मातः त्वां लक्ष्मीं श्रियं वृणे तव सकाशात् याचे ॥५॥

ॐ अश्वपूर्वां रथमध्यां हस्तिनादप्रबोधिनीम् ॥
श्रियं देवीमुपह्वये श्रीर्मा देवी जुषताम् ॥ ३ ॥

ભગવતી દેવી, સેના સાથે રમવા સારૂ બહાર નીકળે છે ત્યારે ઘોડા તેની આગળ ચાલે છે, રથ વચમાં રહે છે, હાથીઓના નાદથી દશે દિશાઓને ગજવી મુકે છે, એવાં સેના સ્વરૂપે રહેલાં દિવ્ય તેજવાળાં શ્રી દેવીને મારી પાસે બોલાવું છું, એ શ્રી દેવી મારૂં સેવન કરે, મને આધીન થઈને રહે અને મારાપર પ્રીતિ રાખે. ॥ ૩ ॥

ॐ कां सोस्मितां हिरण्यप्राकारामार्द्रां ज्वलन्तीं ॥
तृप्तां तर्पयन्तीं पद्मे स्थितां पद्मवर्णां तामिहोपह्वये श्रियम् ॥ ४ ॥

આખા મુખ કમળપર સુશોભિત મંદ હાસ્યવાળાં, સોનાનાં કિલ્લાથી જેનું મંદિર વીંટાયેલું છે એવાં, જળરૂપથી જગતના આધાર રૂપ, દયાથી કોમળ હૃદયવાળાં, ભક્તોની થોડી સેવાથી ઘણું ફળ આપનારાં, કોમળ સ્વભાવવાળાં, સ્નેહથી ભરેલા હૃદયવાળાં, ચંદ્રનું સ્વરૂપ ધારણ કરી અમૃતથી ઔષધીઓને ઉછેરી જગતને જીવન આપનારાં, તેજોમય સ્વરૂપવાળાં, ભક્તોના શત્રુઓને તપાવનારાં, ઝવેરાત, સોનું વગેરેના આભૂષણો પહેરનારાં, જગતમાં પ્રકાશરૂપે રહેલાં, પૂર્ણ મનોરથવાળાં ભક્તોના મનોરથ પૂરા કરનારા, સદા સંતોષી, વરદાન, ઐશ્વર્યવાન, સમૃદ્ધિવાન વગેરેથી ભક્તોના મનોરથ સફળ કરનારાં, કમળના આસનપર બિરાજમાન, સોનાના રંગનાં કમળ જેવી કાંતિ વાળાં, વિવિધ ઐશ્વર્ય ગુણવાળાં, જગતમાં વાણીરૂપે રહેલાં એવાં શ્રી દેવી માતાને મારે ઘેર રહેવા માટે હું બોલાવું છુ. ॥ ૪ ॥

ॐ चन्द्रां प्रभासां यशसा ज्वलन्तीं श्रियं लोके देवजुष्टामुदारां ॥
तां पद्मिनीमीं शरणमहं प्रपद्ये अलक्ष्मीर्मे नश्यतां त्वां वृणे ॥५॥

ચંદ્ર રૂપે રહેલાં, ચંદ્રની પેઠે અમૃત વરસાવનારાં, જીવન અને સુખ આપનારાં, દિવ્ય આનંદ આપનારાં, દિવ્ય કાંતિવાળાં, ઐશ્વર્ય, સમૃદ્ધિ અને વરદાન ભક્તને આપવાથી જેની કીર્તિ ચૌદ બ્રહ્માંડમાં ગવાઈ રહી છે એવાં, અલૌકિક ગુણથી ઇંદ્રાદિ દેવોએ પૂજાતાં, બ્રહ્માદિ દેવોનાં શિરોમણિ રૂપ, ભક્તોની થોડી ભક્તિથી ઘણું ફળ દેનારાં, દરિદ્રતા વગેરે દુઃખોને હરનારાં, ઉદાર, અનેક ગુણોથી યુક્ત, કમળને ધારણ કરનારાં, પદ્માસનપર બેઠેલાં, ઈ કારથી ઓળખાતાં ઈં જેનું સ્વરૂપ છે એવાં શ્રી દેવીને શરણે હું જાઉં છું હે શ્રી જગજ્જનની માતા હું તમારી પાસે વરદાન માગું છુ કે મારાં દુઃખ નાશ પામો. ॥ ૫ ॥

ॐ आदित्यवर्णे तपसोऽधिजातो वनस्पतिस्तव वृक्षोऽथ बिल्वः ॥
तस्य फलानि तपसा नुदंतु मायान्तरा याश्च बाह्या अलक्ष्मीः ॥ ६ ॥

हे आदित्यवर्णे आदित्यस्य सूर्यस्य वर्णः प्रकाश इव वर्णो यस्यास्तस्याः संबोधनं हे मातः, तव तपसः तपःप्रभावात् वनस्पतिः बिल्वः वृक्षः अधिजातः उत्पन्नोऽभवत् प्रादुर्भूतोऽस्ति। कात्यायन्याः शमी जाता बिल्वो लक्ष्म्याः करेऽभवद् इति वामन पुराणात्। अथाऽनंतरं बिल्ववृक्षो तव तपसा जातः एतस्मात् कारणात् तस्य बिल्ववृक्षस्य फलानि पक्वशलाटुकानि तपसा फलकृतस्तुतिपाठहोमादिप्रयोगरूपतपसा जातेन तवानुग्रहेण मा मां प्रति अन्तरा अन्तरिंद्रियसंबंधिनी या माया मम लोभमोहमात्सर्यमनोदौर्बल्याज्ञानपापकृपणतादिरूपाः अलक्ष्मीः ऋद्धिरहिततादिशोषाः। अथवा अंतरा अंतरिन्द्रियसंबंधिनी माया अज्ञानं लोभमोहमदमात्सर्यदैन्यादिरूपा अलक्ष्मीः, अथवा मायान्तरा भगवत्या मायया प्राप्ता या अलक्ष्म्यस्ताः तथा दारिद्र्यं दुःखं परपीडन, प्राप्तैश्वर्यप्रभावकांतिप्रतिभादीनां हानि, राजोन्मुखता इत्याद्या या बाह्या अलक्ष्म्यस्ताः सर्वा बिल्वफलानि नुदन्तु। अर्थात् त्वत्प्रभावोत्पन्नत्वमस्वरूपबिल्ववृक्षस्त्वद्रूप एव तत्पूजनादिना तवैव प्रत्यक्षं पूजनं भवति। तथा च बिल्ववृक्षफलानां सेवनेन होमादिना च मम दारिद्र्यादिदुःखानि नश्यन्तु ॥ ६ ॥

ॐ उपैतु मां देवसखः कीर्तिश्च मणिना सह ॥
प्रादुर्भूतः सुराष्ट्रेऽस्मिन्कीर्तिमृद्धिं ददातु मे ॥७॥

हे मातः देवसख, देवः महादेवः सखा मित्रं यस्य सः कुबेरः च मणिना सह कीर्तिः यशः तेन सह मां उपैतु प्राप्नोतु। अथवा देवानां प्रतिवेलं रक्षयिता मित्रं महादेव। च कीर्तिः कीर्त्यभिमानिनी कीर्तिनाम्ना प्रसिद्धा कीर्तिरूपेण जगति व्याप्ता दक्षाम्नी दक्षकन्या मणिना मणिभद्रनामकेन कुबेरकोशाध्यक्षेण सह मां उपैतु उपागच्छतु प्राप्नोतु। उमामहेश्वरागमनेन तन्मित्रकुबेरकोशाध्यक्षेण सह मां उपैतु उपागच्छतु। यत्र उमामहेश्वरौ तत्र कुबेर इति शास्त्रम्। अस्मिन् सुराष्ट्रे जनपदे रैवताचल-गिरनार सोमनाथ प्रभासक्षेत्रतीर्थे प्रसिद्धे सदा उमामहेश्वरनिवासरूपे कच्छानर्तमिश्रे, अथवा जगतः सर्वे राष्ट्रेषु सम्यक् श्रेष्ठे भारतवर्षे कुबेराद्यधिष्ठिते धर्मरूपेऽत्र देशे स महादेवः देवसखः कुबेरः कीर्तिर्मणिभद्रश्च सर्वे प्रादुर्भूताः सन्तः सदा निवसंति। स कुबेरः मद्राष्ट्रे आगत्य ऋद्धिर्कीर्तियशऐश्वर्य- धनधान्यादीप्सितसमृद्धिं मे मह्यं ददातु प्रयच्छतु ॥ ७ ॥

ॐ आदित्यवर्णे तपसोधिजातो वनस्पतिस्तव वृक्षोऽथ बिल्वः ॥
तस्य फलानि तपसा नुदन्तु मायान्तरा याश्च बाह्या अलक्ष्मीः ॥६॥

સૂર્ય સરખી કાંતિવાળાં હે ભગવતી શ્રી દેવી, તમારા તપના પ્રભાવથી વનસ્પતિરૂપ બિલીનું વૃક્ષ ઉત્પન્ન થયુ છે. બીલીનું ઝાડ તમારાથી ઉત્પન્ન થયું છે માટે તેનાં ફળ, મેં કરેલી સ્તુતિ, પાઠ, હોમ આદિ પ્રયોગ રૂપી તપથી ઉત્પન્ન થયેલી તમારી કૃપા વડે મારા શરીર અને મનમાં રહેલા લોભ, મોહ, ઈર્ષા, મનની નબળાઇ, અજ્ઞાન, પાપ, અલક્ષ્મી, નિર્ધનતા, બીજાથી પીડા પામવી, શત્રુઓથી હારવું, ઐશ્વર્ય, કાંતિ, પ્રતિષ્ઠાની હાનિ, રાજાઓથી લાભ ન મળવો, બહારની ઉેશનગતિઓ એ બધા દોષોનો નાશ બિલી ફળના પ્રભાવે થાઓ અર્થાત બિલીનુ વૃક્ષ તમારૂં સ્વરૂપ હોવાથી તેના ફળના સેવન હોમ વગેરે પ્રકારે તેનો ઉપયોગ કરવાથી ઉપર કહેલાં દુ ખ કષ્ટ દૂર થાઓ અને ઋદ્ધિ સિદ્ધિ સમૃદ્ધિ લક્ષ્મી મને મળો. ॥૬॥

ॐ उपैतु मां देवसखः कीर्तिश्च मणिना सह ॥
प्रादुर्भूतः सुराष्ट्रेऽस्मिन्कीर्तिमृद्धिं ददातु मे ॥७॥

હે શ્રી દેવી હે માતા, હું તમારી પ્રાર્થના કરૂં છુ કે મહાદેવ છે મિત્ર જેના એવા કુબેર, ચિંતામણિ અને કીર્તિ એ ગણ મને પ્રાપ્ત થાઓ. ઉત્તમ સૌરાષ્ટ્ર કે ભારતખંડ દેશમાં હું ઉત્પન્ન થયો છું ત્યાં વસતા ઉમા મહેશ્વર અને કુબેર મને ધનધાન્ય વગેરે સમૃદ્ધિ આપો. સુખદાયક સૌરાષ્ટ્ર કચ્છ શ્રીકૃષ્ણની પવિત્ર ભૂમિ પ્રભાસ, સોમનાથ, ગિરનાર, દ્વારકા, કોટેશ્વર, ભુવનેશ્વરી આદિ પવિત્ર તીર્થ ક્ષેત્રવાળા, આ પ્રદેશમાં અથવા જગતના દેશોમાં સુંદર એવા આ ભારતવર્ષમાં સૃષ્ટિના આરંભથી પ્રગટ થઇ વસતા શંકર પાર્વતી કુબેર અને તેના ગણ મારે ત્યાં વસો અને મને કીર્તિ, ઐશ્વર્ય, ધન, ધાન્ય, ઋદ્ધિ, સિદ્ધિ, સમૃદ્ધિ આપો.

દેવતાઓના મિત્ર અર્થાત જ્યારે જ્યારે મનુષ્ય અને દેવતાઓ ઉપર દુ ખ પડે છે ત્યારે તે દુ ખોથી મુક્ત કરનારા મહાદેવ, પાર્વતી તથા કુબેરના મણિભદ્ર નામના કુબેરના કોશાધ્યક્ષ મારે ત્યાં નિવાસ કરી રહો ને આ સુંદર દેશમાં વસતા એ બધા દેવ મને કીર્તિ યશ અને ઐશ્વર્ય આપો. ॥૭॥

ॐ क्षुत्पिपासामलां ज्येष्ठामलक्ष्मीं नाशयाम्यहम् ॥
अभूतिमसमृद्धिं च सर्वां निर्णुद मे गृहात् ॥ ८ ॥

मम निवासस्थाने धर्मराज्ये सुराष्ट्रे महादेवस्य कुबेरस्य च प्रादुर्भावेन अहं क्षुत्पिपासामलां क्षुधातृषाभ्यां मलिनां दुःखशायिनीं। ज्येष्ठां क्षीरोदाब्धिमथनसमये लक्ष्म्याः पूर्वमुत्पन्नतया लक्ष्म्या अग्रजां एतादृशीं अलक्ष्मीं दारिद्र्यशोकदुःखाप्त-वियोगाधिव्याध्युपाधिरूपां महतीं सर्वप्रकारां दुःखप्रदां असंपत्तिं नाशयामि। हे कुबेर मे मम गृहात् सर्वां संपूर्णतया अभूतिमनभिवृद्धिमैश्वर्यराहित्यां असमृद्धिं सकलभोग्यवस्तुविरहिततां निर्णुद दूरीकुरु। अर्थात्-उमामहेश्वरकुबेरमणिभद्राद्यो मद्देशनिवासेन मह्यं सर्वप्रकारेण दुःखनिवारणपूर्वकं सर्वसुखानि प्रयच्छंतु ॥ ८ ॥

ॐ गंधद्वारां दुराधर्षां नित्यपुष्टां करीषिणीं ॥
ईश्वरीं सर्वभूतानां तामिहोपह्वये श्रियं ॥ ९ ॥

पृथ्वीरूपां श्रियं वर्णयति। गंधद्वारां गंधो घ्राणग्राह्यो गुणः स एव द्वारं मार्गो यस्यास्तां गंधगुणजननीं गन्धवतीं। दुराधर्षां दुःसहां केनापि धर्षितुं पराभ-वितुमशक्यां सहस्रशः पृथ्वीपतिभिः स्वामिनि मत्वा भुक्तामपि न कस्यचिदपि आत्मेति भावः। नित्यपुष्टां नित्यं सर्वदा सर्वकालं उत्पादितषड्रसरूपखाद्यपेयभो-ज्यादिसकलवस्तुभिः परिपूर्णां। निभृतां समृद्धां सकलैहिकामुष्मिकवैभवविलासपदार्थैः परिपूर्णामत एव भक्ताशाः पूरयतीं अत एव भक्तान्पोषयितुं समर्थां पोषयंतीं। करीषिणीं करीषं शुष्कमार्द्रं वा गोमयं तद्वतीं गोमयवतीं गोमयैरास्तृतसकलपृष्ठां गवाश्वादिपशुधनैर्व्याप्तसकलमंडलां व्याप्तदशदिग्भागां पशुधनैः समृद्धां। सर्वभू-तानामीश्वरीं आधारभूतां जीवयतीं पृथीव्युत्पन्नसर्वप्राणिनां नियामिकां प्रभूरूपां निग्रहानुग्रहसमर्थामधिष्ठात्रीमाधारभूतामेतादृशीं तां पृथ्वीरूपधारिणीं श्रियं लक्ष्मीं इह मम गृहे निवासार्थं उपह्वये आह्वये ॥ ९ ॥

ॐ मनसः काममाकूतिं वाचः सत्यमशीमहि ॥
पशूनां रूपमन्नस्य मयि श्रीः श्रयतां यशः ॥ १० ॥

मनसः कामं विविध मनोरथसाफल्यं। आकूतिं इच्छारूपिणीं संसारस्य सर्वकार्यसिद्धिरूपं आशयं संकल्पं मनसो हार्दज्ञानं भक्तानां मन संकल्पितार्थसिद्धिं सकलजनानामंत करणपरीक्षाज्ञानं। वाचः सत्यं वाण्या यथार्थतां वाक्सिद्धिं। पशूनां रूपं गजाश्वगोमहिष्यादिपशूनां प्रतिपदं दर्शनप्राप्तिः अस्तित्वं विपुलतां। अन्यस्य इतरस्य पौरजानपदसमूहस्य अस्मद्भिन्नस्य कस्याप्यस्मत्संकल्पितस्य जनस्य रूपं वात्सल्यं प्रीतिं सर्वस्वार्पणरूपस्नेहं प्राप्तस्नेहेन च पौरजानपदानां सकाशाद्वि-विधवस्तुप्राप्तिं वयं अशीमहि लभेमहि। अन्यस्य अस्मच्छत्रोर्वा रूपं श्रियं ऐश्वर्यं यशः वयं लभेमहि अर्थात् अस्मच्छत्रुर्लक्ष्मीहीनो ऐश्वर्यहीनो दुर्दशाश्च स्यात्। अस्मच्छत्रुगृहान्निर्गता सा श्रीः नः श्रयतां आश्रयताम् स्थिरीभवतु अथवा अन्नस्य रूपं षड्रसरूपाणां सर्वे प्रकारकाणामन्नानां मद्गृहे अस्तित्वं स्यात् ॥ १० ॥

ॐ क्षुत्पिपासामलां ज्येष्ठामलक्ष्मीं नाशयाम्यहम् ॥
अभूतिमसमृद्धिं च सर्वां निर्णुद मे गृहात् ॥८॥

શંકર પાર્વતી અને કુબેરની કૃપાથી, ભુખ અને તરશથી દુઃખ દેનારી લક્ષ્મીની મોટી બેન અલક્ષ્મીનો દરિદ્રતા શોક, દુઃખ, સ્વજનવિયોગ, રોગ, મનની ચિંતા અને બીજી દુઃખ દેનારી પીડાઓનો હું નાશ કરૂં છું હે કુબેર ભગવાન, મારા ઘરમાંથી દરિદ્રતાને તથા સંસારમાં ઉપયોગી વિવિધ વસ્તુઓના અભાવને સંપૂર્ણ રીતે મટાડો. ॥ ૮ ॥

ॐ गन्धद्वारां दुराधर्षां नित्यपुष्टां करीषिणीं ॥
ईश्वरीं सर्वभूतानां तामिहोपह्वये श्रियम् ॥९॥

સુગંધને ઉત્પન્ન કરનારાં, સુગંધીમય જેનું મંદિર છે એવાં, કોઈથી પરાભવ નહિ પામનારાં, આ ભૂમંડળમાં થઈ ગયેલાં હજારો રાજાઓએ પોતાને આધીન છે એમ સમજ્યા છતાં કોઈને આધીન નહિ રહેલાં, હમેશાં ઉત્પન્ન થતા છ રસોવાળા ખાવા પીવાની વૈભવ વિલાસની વસ્તુઓથી જેનું નિવાસ સ્થાન ભરેલું છે એવાં, તપ્ત, પુષ્ટ, વિવિધ અમૃત સરખા ખાવા પીવાના પદાર્થોથી ભક્તોનું પોષણ, રક્ષણ, પાલન કરનારાં, ગાયુના સુકાયેલા અને લીલા છાણુ ગોમયથી જેનો પૃષ્ઠ ભાગ છવાઈ રહેલો છે એવાં અર્થાત્ ગાયોને ધારણ કરનારાં પૃથ્વી સ્વરૂપ, પ્રાણી માત્ર ઉપર સત્તા ધરાવનારાં, પ્રાણિમાત્રને નિયમમાં અંકુશમાં રાખનારાં, બધી સ્થાવર જંગમ રૂપ સૃષ્ટિનું ઉત્પત્તિ પાલન અને સંહાર કરનારાં, બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, ઇંદ્રાદિ દેવ તથા અનેક બ્રહ્માંડ જેની સત્તા આજ્ઞાના પ્રભાવથી પ્રવર્તી રહેલ છે એવાં, ઉપકાર અને શિક્ષા કરવામાં સમર્થ, પૃથ્વીનું રૂપ ધારણ કરનારાં લક્ષ્મી દેવીને હું મારે ઘેર બોલાવું છું. ॥૯॥

ॐ मनसः काममाकूतिं वाचः सत्यमशीमहि ॥
पशूनां रूपमन्नस्य मयि श्रीः श्रयतां यशः ॥१०॥

મનની અભિલાષાઓને, વિવિધ મનોરથની સફળતાને, સંસારની બધી વસ્તુઓની અને મનવાંછિત કાર્યોની સિદ્ધિને, સંસારી જનોના અંતઃકરણના હાર્દને, બીજાના અંતઃકરણને ઓળખવાનાં જ્ઞાનને, વાણીની સત્યતાને, વચનની સિદ્ધિને, હાથી, ઘોડા, ગાય આદિ અગણિત પશુઓના લાભને, અન્નની વિપુલતાને, અમારા પરિચયમાં આવતાં અને પરિચયમાં નહિ આવતાં બધાં માણસોની પ્રીતિ, વાત્સલ્ય, સ્વાર્પણ, સ્નેહ અને સ્નેહાધીનો તરફથી થતી વિવિધ વસ્તુઓની પ્રાપ્તિને એ બધાને હું મેળવી શકું. હે ભગવતી લક્ષ્મીદેવી હું તમારો ઉપાસક ભક્ત છઉં તો મારે ત્યાં સૌનું, અન્ન, સમૃદ્ધિ, ઐશ્વર્ય અને કીર્તિ સ્થિર થઈને રહો. ॥ ૧૦ ॥

ॐ आर्द्रां पुष्करिणीं पुष्टिं पिंगलां पद्ममालिनीम् ॥
चंद्रां हिरण्मयीं लक्ष्मीं जातवेदो म आवह ॥ १३ ॥

आर्द्रां जलमयीं वर्षारूपिणीं प्रकृष्टजलवर्षणेन धान्यफलपुष्पाद्युत्पादनेन षड्रसमयीं । वा दिग्गजशुंडाधृतजलकुंभैः आर्द्रां जलार्द्रां रसरूपां जलरूपां वा । पुष्करिणीं पुष्करशब्दः गजशुंडाग्रवाचकः अभिषेकोद्युक्तदिग्गजशुंडाग्रैः उपरि अभिषेकार्थं दिग्गजाः उद्युक्ताः सन्तीत्यर्थः । पुष्कर-कमलपुष्पमालाधारिणीं कम-।सनां वा-। पुष्टिं जगति पुष्टिरूपेण संस्थितां पोषकतत्त्वेन जगद्धारिणीं । पद्ममालिनि पद्मपुष्पमालाधारिणीं । चन्द्रां चन्द्ररूपां अमृतवर्षिणीं सिद्धरसादिप्रदानेन भक्तशरीराण्यमराणि मरणभयरहितानि वा कुर्वन्तीम् । हिरण्मयीं भक्तानां दारिद्र्यहारिणीं सुवर्णभूषणैः सुशोभितविग्रहां सुवर्णरूपां एतादृशीं लक्ष्मीं हे जातवेदः अग्ने आवह आकारय मद्गृहे निवासय ॥१३॥

ॐ आर्द्रां यः करिणीं यष्टिं सुवर्णां हेममालिनीम् ॥
सूर्यां हिरण्मयीं लक्ष्मीं जातवेदो म आवह ॥ १४ ॥ -

आर्द्रां रस-जल गुणमयीं शीतलगुणां स्निग्धपदार्थमयीं घृतदुग्धादिस्निग्धपदार्थैः पूरितभक्तगृहां विपुलगोधनैः पूरितभक्तमनोरथां । यःकरिणीं यष्टिकरां वेत्रहस्तां दंडधारिणीं दुष्टानां दमनार्थं भक्तानां रक्षणाय धृतदंडां यष्टिं दंडरूपां धर्मदंडस्वरूपां धर्मदंडस्वरूपिणीं । सुवर्णां अनिर्वचनीयवर्णां शोभनरूपां रूपगुणेन जगन्मोहयन्तीं अनिर्वचनीयरूपां । हेममालिनीं सुवर्णाभूषणैरलंकृतां । सूर्यां सूर्यरूपां सूर्यं प्रकाशयन्तीं सूर्यवत्प्रकाशमानां । हिरण्मयीं सुवर्णरूपेण जगद्व्यवहारकर्त्रीम् लक्ष्मीं हे जातवेदः मे मम गृहे आवह निवासय ॥१४॥

ॐ तां म आवह जातवेदो लक्ष्मीमनपगामिनीम् ॥
यस्यां हिरण्यं प्रभूतं गावो दास्योऽश्वान् विन्देयं पुरुषानहम् ॥१५॥

हे जातवेदः अग्ने तां उपर्युक्तस्वरूपां अनपगामिनीं मद्गृहान्निर्गमनरहितां लक्ष्मीं श्रियं मे मम गृहे आवह चिरनिवासिनीं कुरु । यस्यां लक्ष्म्यां मे गृहे निवसमानायां सत्यां अहं प्रभूतं हिरण्यं अतुलितं सुवर्णं अगणिता गावः असख्यातदासीदासजनान् परिचारकान् अश्वान् पुरुषान् पुत्रमित्रभृत्यादीन् विन्देयं लभेयं ॥१५॥

ॐ यः शुचिः प्रयतो भूत्वा जुहुयादाज्यमन्वहम् ॥
श्रियः पंचदशर्चं च श्रीकामः सततं जपेत् ॥ १६ ॥

यः श्रीकामो मनुष्यः शुचिः पवित्रः प्रयतः सावधानो स्थिरचित्तो भूत्वा संकल्पन्यासध्यानादिविधिपूर्वकं प्रत्यहं प्रतिदिनं श्रियः श्रीसूक्तस्य पंचदशर्चं पंचदशमंत्रै: प्रतिवारं आज्यं गोघृतं जुहुयात् । तथा श्रीकामः लक्ष्मीं कामयमानो जन श्रियः पंचदशर्चं श्रीसूक्तस्य पंचदशमंत्रान् सततं जपेत् पाठं पारायणं कुर्यात् । अर्थात्-श्रीकामेन श्रीप्रसादेप्सुना ऐश्वर्यधनधान्यपशुपत्नी तिरत्र विचारशादिसुखाभिलाषिणा मनुष्येण पुरुषेण स्त्रिया वा श्रीसूक्तस्य पाठो जपो सबिल्वकांडेन साधल्यफलखंडेन वा सगोघृतेन होमो सततं प्रतिदिनं कार्यस्तेन सफलमनोरथो भवेत् ॥१६॥

॥ सम्पूर्णम् ॥

ॐ आर्द्रां पुष्करिणीं पुष्टिं० ॥१३॥

દશે દિશાના દિગપાળોની શૂંઢમાં ધારણ કરેલા અમૃતના જળથી ભરેલા સોનાના કળશોથી ભીંજાયેલાં, રસરૂપ, જળરૂપ, જેઓ ઉપર દિગપાળોની શૂંઢોના આગળના ભાગથી અભિષેક કરવા માટે, દિશાના હાથીઓ તૈયાર થાય છે એવાં, રસરૂપથી જગતનાં દુઃખ, રોગ, દરિદ્રતાનો નાશ કરનારાં, ભગવાન શંકરની કરૂણા સ્વરૂપે રહેલાં, દયાળુ હૃદયવાળાં, ભક્તો ઉપર અનન્ય સ્નેહ રાખવાવાળાં, કમળપુષ્પોની માળા ધારણ કરનારાં, કમળનાં આસન ઉપર બેઠેલાં, જગતને પુષ્ટ અને પ્રસન્ન કરનારાં, ૬ રસ ઉત્પન્ન કરી જગતનું પોષણ કરનારાં જગતને જીવતું રાખનારાં, ગૌર વાન વાળાં, ચંદ્રરૂપે અમૃત વર્ષાવી ઔષધિઓ દ્વારા જગતને રોગમુક્ત કરી દીર્ઘાયુષ્ય આપનારાં, સોના જેવી કાંતિ છે એવાં લક્ષ્મી માતાને હે અગ્નિદેવ મારે ત્યાં તેડી લાવો ॥ ૧૩ ॥

ॐ आर्द्रां यः करिणीं यष्टिं० ॥१४॥

શીતળ ગુણવાળા જળસ્વરૂપથી જગતને ધારણ કરનારાં, દુષ્ટોનું દમન કરવા માટે હાથમાં દંડ રાખનારા ધર્મદંડ સ્વરૂપ, સુંદર વાનવાળાં, સોનારૂપે જગતમાં દેખાતાં, સોનાનાં આભૂષણ પહેરનારાં, સૂર્ય રૂપે પ્રકાશતાં સૂર્યને પ્રકાશિત કરનારાં સોનું જેવું શરીર છે એવાં લક્ષ્મી દેવીને હે અગ્નિદેવ મારે ત્યાં નિવાસ કરાવો. ॥૧૪॥

ॐ तां म आवह जातवेदो० ॥१५॥

હે અગ્નિ ભગવાન, ઉપર કહેલા ગુણ અને સ્વરૂપવાળાં લક્ષ્મી દેવીને મારે ઘેર વસાવો. લક્ષ્મી દેવી પોતાને ચંચળ સ્વભાવ છોડી મારે ઘેર રહે તેમ કરો. લક્ષ્મી દેવી મારે ત્યાં રહેશે એટલે હું અઢળક ધન, સોનું, ગાયો, ઘોડા, પુત્રો, મિત્રો, નોકરો, વાહનો, વગેરેને હું મેળવી શકીશ. અને એ બધાને હું સુખી કરીશ. ॥૧૫॥

ॐ यः शुचिः प्रयतो भूत्वा० ॥ १६ ॥

લક્ષ્મી, ધન, સોનું, વગેરે મેળવવાની ઇચ્છાવાળા, જે મનુષ્યો, પવિત્ર થઈ એકાગ્ર મનથી સંકલ્પ ધ્યાન, ન્યાસ વગેરે વિધિથી શ્રી સૂક્તના ૧૫ મંત્રોથી ગાયના ઘી વડે હોમ કરશે અને લક્ષ્મીની ઈચ્છાવાળા જે મનુષ્યો આ શ્રી સૂક્તના ૧૫ મંત્રોનો પાઠ હંમેશાં કરશે તેઓ વિદ્યાને, અઢળક સોનાને ધનને, પતિ, પત્ની, પુત્રો, પૌત્રો, દાસિઓને મેળવી શકશે. ને તે મનુષ્યોના બધાં મનોરથ પરિપૂર્ણ થશે. ॥૧૬॥

॥ સંપૂર્ણ ॥

વગેરે સંતાનો એ બધાનો લાભ અને સો વર્ષથી વધારે આયુષ્ય એ બધું હે મા તમે મને આપો. ॥૧૦॥

अश्वदायै च गोदायै धनदायै महाधने ॥
धनं मे जुषतां देवि सर्वकामार्थसिद्धये ॥११॥

પોતાના ભક્તોને ઘોડા, રથ, વિમાન, વગેરે રાજવૈભવનાં સુખ આપનારાં, ગાયો દ્વારા દુધ, દહીં, ગોરસ, વગેરે આપી પ્રજાનાં શરીરને દીર્ઘાયુષી કરનારાં, ઐશ્વર્ય સમૃદ્ધિ આપી વિવિધ યજ્ઞ અને પરોપકાર કરવાની શક્તિથી ભક્તોના આલોક પરલોકનાં કલ્યાણ કરનારાં એવાં ભગવતી જગદંબાને હું વારંવાર પ્રણામ કરું છું. ત્રણે લોકમાં મોટા ઐશ્વર્યવાળાં એવાં હે ભગવતી ધર્મ, અર્થ, કામ, મોક્ષ, મેળવવાની સિદ્ધિ માટે મારા ઘરમાં ધન અને ઐશ્વર્ય હમેશાં રહ્યા કરો. ॥૧૧॥

पुत्रपौत्रधनं धान्यं हस्त्यश्वादिगवेरथम् ॥
प्रजानां भवसि माता आयुष्मन्तं करोतु माम् ॥१२॥

દિકરા, દિકરાના દિકરા, ધન, ધાન્ય, હાથી ઘોડા, ગાય, બળદ રથ, વાહન એ બધું મને આપો. હે ભગવતી, તમે પ્રજાની માતા છો તો મને દીર્ઘાયુષી કરો. મા પોતાનાં સંતાનોને દીર્ઘાયુષી કરે છે. ॥ ૧૨ ॥

चन्द्राभां लक्ष्मीमीशानां सूर्याभां श्रियमीश्वरीम् ॥
चन्द्रसूर्याग्निवर्णाभां महालक्ष्मीमुपास्महे ॥१३॥

ચંદ્રસમાન કાંતિવાળાં લક્ષ્મી અને પાર્વતી, સૂર્ય સમાન પ્રકાશ સ્વરૂપ, ઋદ્ધિ સમૃદ્ધિ સ્વરૂપ ઈશ્વરી, જગતને નિયમમાં રાખવા માટે બધી શક્તિ ધારણ કરનારાં, ચંદ્ર સૂર્ય, ને અગ્નિ જેવી કાન્તિવાળાં શ્રી મહાલક્ષ્મીની અમો ઉપાસના કરીએ છીએ. ॥ ૧૩ ॥

वर्षन्तु ते विभावरी दिवो अभ्रस्य विद्युतः ॥
रोहन्तु सर्वबीजान्यव ब्रह्मद्विषो जहि ॥
अव ब्रह्मद्विषो जहि ॥ अव ब्रह्मद्विषो जहि ॥१४॥

જગતની બધી જાતની આધિ, વ્યાધિ ઉપાધિઓને શાંત કરનારાં, રાત્રિ જેવું સ્વરૂપ છે એવાં હે ભગવતી, સ્વર્ગમાંથી અને સ્વર્ગમાં રહેનારાં ઈન્દ્રદેવની પ્રેરણાવડે વાદળોમાંથી અને વીજળીમાંથી વરસાદ વરસી, પ્રાણી માત્રને જીવતા રાખનારાં બીજ, ધાન્ય, અને ખાવાનાં પદાર્થો તમારી કૃપાથી

ઉત્પન્ન થાઓ અને જગતના કલ્યાણમાં અહર્નિશ પ્રવૃત્ત રહેલા વેદ જાણનારા બ્રાહ્મણોને દુઃખ દેનારાઓનો બ્રહ્મદ્રોહીઓનો નાશ કરો. ॥ બ્રહ્મદ્રોહીઓનો નાશ કરો ॥ બ્રહ્મદ્રોહીઓનો નાશ કરો ॥

या सा पद्मासनस्था विपुलकटितटी पद्मपत्रायताक्षी
गंभीरावर्तनाभिः स्तनभरनमिता शुभ्रवस्त्रोत्तरीया ॥
लक्ष्मीर्दिव्यैर्गजेन्द्रैर्मणिगणखचितैः स्नापिता हेमकुम्भैः
नित्यं सा पद्महस्ता मम वसतु गृहे सर्वमांगल्ययुक्ता ॥१५॥

જે ભગવતી જગદંબા, કમળના આસન ઉપર બિરાજનારાં, જેનો કમર નિચેનો ભાગ વિશાળ અને સુંદર છે, કમ પુષ્પ જેવી ઘાટીલી વિશાળ જેની આંખો છે, ઉંડી અને ધુમરીવાળી જેની નાભી છે સ્તનના ભારથી જેઓ જરા નમેલાં છે. સફેદ વસ્ત્રો જેણે ધારણ કરેલાં છે મણિ અને રત્નજડિત આભૂષણ જેણે પહેરેલાં છે, અને હાથમાં જેણે કમળ પુષ્પની માળા રાખેલી છે એવાં શ્રી ભગવતી લક્ષ્મી માતા બધાં મંગળકારી પદાર્થો સાથે મારા ઘરમાં હંમેશાં નિવાસ કરો. ॥ ૧૫ ॥

वरांकुशापाशमभीतिमुद्रां करैर्वहन्तीं कमलासनस्थाम् ॥
बालार्ककोटिप्रतिमां त्रिनेत्रां भजेऽहमाद्यां जगदीश्वरीं ताम् ॥१६॥

વરદાન, અંકુશ, પાશ, અભયદાન એ રીતે ચાર મુદ્રાઓને હાથમાં ધારણ કરનારાં, કમળાસનપર બેઠેલાં, ઉગતાં કરોડો સૂર્ય સરખી કાંતિવાળાં, ત્રણ નેત્રવાળાં એવાં આદ્યશક્તિ ભુવનેશ્વરી માતાને હું ભજું છું. ॥૧૬॥

ज्ञानमात्मनि भा सूर्ये चन्द्रे ज्योत्स्ना च खे ध्वनिः ॥
वर्णो हिरण्ये पयसि घृतं त्वमसि मातृके ॥१७॥

મન, બુદ્ધિ કે આત્મામાં જ્ઞાન, સૂર્યમાં પ્રકાશ, ચંદ્રમાં ચાંદની, આકાશમાં શબ્દ, સોનામાં રંગ, દુધમાં, ઘી એ બધું હે મા તમે છો. ॥૧૭॥

हिरण्यवर्णां मणिनूपुरांघ्रिं प्रसन्नवक्त्रां शुकपद्महस्ताम् ॥
विशाल नेत्रीं प्रणमामि गौरीं वाचोविदं वाचमुदीरयन्तीम् ॥१८॥

સોના સરખી કાંતિવાળાં, રત્નનાં ઝાંઝર જેણે પહેરેલાં છે એવાં, પ્રસન્ન મુખવાળાં, ચન્દ્ર અને કમળને ધારણ કરનારાં, વિશાળ નેત્ર વાળાં, વાણીના સાક્ષીરૂપ, બધાં મનુષ્યોના અંતઃકરણના ભાવને જાણનારાં પ્રાણિમાત્રમાં ઉચ્ચાર-રૂપ વાણીનાં અધિષ્ઠાત્રી એવાં ગૌરી પાર્વતી જગદંબાને હું પ્રણામ કરૂં છું. ॥૧૮॥

हिरण्यरेतसः शंभोः शक्तिः प्रोक्ता हिरण्मयी ॥
धनार्थिभिरुपास्यैषा जातवेदसि सर्वदा ॥ १९ ॥

સુવર્ણ જેનું વીર્ય છે એવા મહાદેવની સુવર્ણ રૂપ શક્તિ ભગવતિ છે. ધનની ઇચ્છા રાખનારાઓએ એ સુવર્ણમય શક્તિની અગ્નિની સામે અગ્નિદ્વારા હોમરૂપે ઉપાસના કરવી, જેથી તેઓના બધા મનોરથ પૂરા થાય છે. ॥૧૯॥

ललिता शारदा लक्ष्मीरेकैव भगवत्युमा ॥
तत्तल्लक्षणसंयुक्ता पुरुषार्थप्रदा नृणाम् ॥ २० ॥

લલિતા, શારદા અને લક્ષ્મી, એ બધી દેવીઓ એક જ ભગવતી ઉમા ભુવનેશ્વરી સ્વરૂપ છે. એ દેવીઓ જુદાં જુદાં લક્ષણોથી અને વિવિધ પ્રકારની ઉપાસનાથી મનુષ્યોની વિવિધ પ્રકારની અભિલાષાઓ પૂરી કરે છે. અને ધર્મ, અર્થ, કામ. મોક્ષ જે ઇચ્છે તે આપે છે. ॥૨૦॥

हिरण्यं विष्णुराख्यातस्तस्य वर्णस्तु वैष्णवी ॥
पिशंगधवलामिश्र स्रग्भिरम्लानपंकजैः ॥ २१ ॥
चतुरंगबलोपेतां धनधान्यसुखेश्वरीम् ॥
अश्वारूढामहं वन्दे राजलक्ष्मीं हिरण्मयीम् ॥ २२ ॥

સોનું એ વિષ્ણુ સ્વરૂપ છે અને વિષ્ણુની કાંતિ એ વૈષ્ણવી શક્તિ છે. હમેશાં ખિલેલાં કમળ પુષ્પોની પીળાશ પડતા રંગમિશ્રિત સફેદ રંગના હારથી શોભતાં એવાં તથા ચતુરંગિણી સેનાથી વીંટાયેલાં, ધનધાન્ય ને સુખ આપવામાં સમર્થ, ઘોડી ઉપર બેઠેલાં એવાં વૈષ્ણવી નામનાં રાજલક્ષ્મી દેવીને હું વારંવાર પ્રણામ કરું છું. ॥૨૧–૨૨॥

वरदाभयचक्रपुस्तककरफलितां कमलमध्यगां कलये ॥
कमलां सस्मितवदनां कनकावरणस्थितां कांचित् ॥ २३ ॥

વરદ, અભય, ચક્ર, પુસ્તક, આ ચારે વસ્તુ ચાર હાથમાં જેણે ધારણ કરેલ છે એવાં, કમળની વચ્ચે બેઠેલાં, મલકતા મુખવાળાં, સોનાનાં મંદિરમાં નિવાસ કરતાં, બ્રહ્મા વગેરે દેવતાઓ પણ જેની શક્તિ જાણી શકતા નથી એવા અલૌકિક પ્રભાવવાળાં ભગવતી કમળાદેવીનું હું ધ્યાન કરું છું. ॥૨૩॥

आकाशपद्माकरचन्द्रबिम्ब प्लवोल्लसन्तीं परिपूर्णकान्तिम् ॥
पद्मस्थितां पद्मकरां प्रपद्ये लक्ष्मीमलक्ष्मीविनिवृत्तयेऽहम् ॥ २४ ॥

આકાશમાં તથા કમળથી ભરેલાં તળાવમાં, ચંદ્રના બિંબમાં, અને વહાણમાં વિહાર કરનારાં, સંપૂર્ણ કાંતિવાળાં, કમળના આસનવાળાં, કમળથી ક્રીડા કરનારાં એવાં લક્ષ્મી માતાને હું શરણે જાઉં છુ કે જેથી મારાં દુઃખ શોક વિયોગ દરિદ્રતા વગેરેનું નિવારણ થાય ॥૨૪॥

उद्यदादित्यसंकाशां विल्वकाननमध्यगाम् ॥
तनुमध्यां श्रियं ध्याये अलक्ष्मीपरिहारिणीम् ॥२५॥

ઉદય પામતા સૂર્યની કાંતિ જેવી પ્રભાવાળાં, બિલીના વનમાં વસનારાં, પાતળી કટ્યવાળાં, નિર્ધનતા વગેરે દુખો મટાડનારાં એવાં શ્રી લક્ષ્મી દેવીનું હું ધ્યાન ધરૂં છુ. ॥૨૫॥

कीर्तिर्मतिर्धृतिः पुष्टिः समृद्धिस्तुष्टिरेव च ॥
श्रुतिः स्मृतिर्बलं मेधा श्रद्धारोग्यजयादिकाः ॥२६॥
देवताः शक्तयः सर्वास्तत्तद्देवांशगा नृप ॥
महालक्ष्मीमुपासन्ते तस्याः किंकर्य एव ताः ॥२७।

કિર્તિ, મતિ, ધતિ, પુષ્ટિ, સમદ્ધિ, તુષ્ટી, શ્રુતિ, સ્મૃતિ બળ, મેધા, શ્રદ્ધા, આરોગ્ય, વિજય વગેરે દેવતાઈ શક્તિઓ જુદા જુદા દેવોના અંશથી ઉત્પન્ન થયેલ છે. એ બધી શક્તિઓ દાસી રૂપે રહી શ્રી મહાલક્ષ્મી ભુવનેશ્વરીની ઉપાસના કરે છે ॥૨૬-૨૭॥

अज्ञानपातकतमस्ततितीव्ररश्मिं दौर्भाग्यभूधरविदारणवज्रमीडे
रोगार्तिघोरफणिमर्दनपक्षिराजं लक्ष्मीपदद्वयमनर्थहरं सुखार्थी ॥२८॥

સંસારમાં રહી સુખની ઇચ્છાવાળાં મનુષ્યોને હાથે અજાણતાં થયેલાં પાપ રૂપી ગાઢ અંધકારને મટાડવામાં સૂર્ય સરખા, કમનશીબી મદભાગ્યરૂપી પર્વતને ચીરી નાખનારાં વજ્ર સરખા, શરીરનાં અને મનના રોગ રૂપી સર્પનો નાશ કરવામાં ગરૂડ સરખાં, અનર્થ કષ્ટ સંતાપને હરવાવાળા લક્ષ્મી નામના બે અક્ષરના શબ્દને શરણે મનુષ્યોએ જવું. ॥ ૨૮ ॥

खड्गं सवातचक्रं च कमलं वरमेव च ॥
करैश्चतुर्भिर्बिभ्राणां ध्याये चंद्राननां श्रियम् ॥ २९ ॥

. તલવાર, પવનના દબાણ-ધક્કાથી ફેંકવાનું ચક્ર, કમળ અને વરદાન ચારે હાથમાં ધારણ કરનારાં, ચંદ્ર સરખ શીતળ સુંદર સુખકર મુખવાળાં ભગવતી લક્ષ્મીનું હું ધ્યાન ધરૂં છું. ॥ ૨૯ ॥

राजराजेश्वरीं लक्ष्मीं वरदां मणिमालिनीम् ॥
देवीं देवप्रियां कीर्तिं वन्दे काम्यार्थसिद्धिदाम् ॥ ३० ॥

રાજાઓના રાજા એવા ચક્રવર્તી રાજાઓપર સત્તા ધરાવનારાં, લક્ષ્મી સ્વરૂપે પ્રગટ થઈ વરદાન દેનારાં, રત્નોનાં આભૂષણ પહેરનારાં, દેવી સ્વરૂપ, દેવતાઓને પ્રિય, ભક્તોને મનવાંછિત સિદ્ધિ આપનારાં, કીર્તિ નામથી જગતમાં પ્રસિદ્ધ થયેલાં એવાં ભગવતી જગદંબાને હું વારંવાર પ્રણામ કરૂં છું. ॥૩૦॥

ध्याये लक्ष्मीं प्रहसितमुखीं राजसिंहासनस्थां
मुद्राशक्तिं सकलविनुतां सर्वसंसेव्यमानाम् ॥
अग्नौ पूज्यामखिलजननीं हेमवर्णां हिरण्यां
भाग्योपेतां भुवनसुखदां भार्गवीं भूतधात्रीम् ॥ ३१ ॥

લક્ષ્મી સ્વરૂપે દરેક મનુષ્યની સાથે રહેનારાં, મધુર હસતાં મુખવાળાં, રાજાઓના સિંહાસનોપર બેઠેલાં, રાજાઓમાં અને વિદ્વાનોમાં પ્રતિભા તેજ પ્રતાપ પ્રભાવરૂપે રહેલાં, ધેનુમુદ્રા યોનિ મુદ્રા આદિ મુદ્રાઓમાં શક્તિ રૂપે રહેલાં, ત્રણે લોક જેની સ્તુતિ કરે છે એવાં, બ્રહ્માંડ જેની સેવા કરે છે, અગ્નિ દ્વારા જેની પૂજા થાય છે, સમગ્ર બ્રહ્માંડનાં જે માતા છે, સોના જેવી જેઓની કાંતિ છે, સુવર્ણ જેવું રૂપ છે એવાં, ભક્તોનાં ભાગ્યોદય કરવાની જેની શક્તિ છે એવાં, જે ત્રણે ભુવનને સુખી કરે છે, જેનાથી ભૃગુ ઋષિનો જન્મ થયો છે, છ રસોથી જે જગતનું પોષણ રક્ષણ કરે છે અને જે હિરણ્ય સ્વરૂપ છે એવાં જગદંબાનું હું ધ્યાન ધરૂં છું. ॥ ૩૧ ॥

सिद्धलक्ष्मीर्मोक्षलक्ष्मीर्जयलक्ष्मीः सरस्वती ॥
श्रीलक्ष्मीर्वरलक्ष्मीश्च प्रसन्ना मम सर्वदा ॥ ३२ ॥

રસસિદ્ધ પુરૂષોને રસસિદ્ધિ આપનારાં સિદ્ધ લક્ષ્મી, બ્રહ્મને સાક્ષાત્કાર કરાવનારાં બ્રહ્મલક્ષ્મી, ભગવાન શંકર સાથે એકતા કરાવનારાં મોક્ષલક્ષ્મી, શત્રુઓપર વિજય અપાવનારાં જય લક્ષ્મી, વચનસિદ્ધિ આપનારાં સરસ્વતી-- ઐશ્વર્ય, સમૃદ્ધિ, કાંતિ, આયુષ્ય, આરોગ્ય આપનારાં શ્રીલક્ષ્મી, મનવાંછિત કાર્ય સફળ કરવામાં વરદાન દેનારાં વરલક્ષ્મી એ રીતે જુદે જુદે સ્વરૂપે રહેલાં ભગવતી જગદંબા મારા ઉપર હમેશાં પ્રસન્ન રહો. ॥ ૩૨ ॥

सर्वमंगलमांगल्ये शिवे सर्वार्थसाधिके ॥
शरण्ये त्र्यंबके गौरि नारायणि नमोऽस्तुते ॥ ३३ ॥

બધા મંગલ કાર્યોમાં માંગલ્ય સ્વરૂપવાળાં હે દેવી, જગતનું સદા કલ્યાણ કરનારાં, ધર્મ, અર્થ, કામ, મોક્ષ ચારે પુરૂષાર્થને સફળ કરનારાં હે શિવે, શરણે આવેલાનું રક્ષણ કરનારાં, ત્રણ નેત્રવાળાં હે ભુવનેશ્વરી, અર્ધનારી નટેશ્વર સ્વરૂપે રહેલાં એવાં હે ગૌરી નારાયણી દેવી હું તમને વારંવાર પ્રણામ કરૂં છું. ॥૩૩॥

लक्ष्मीं क्षीरसमुद्रराजतनयां श्रीरंगधामेश्वरीं
दासीभूतसमस्तदेववनितां त्रैलोक्यदीपांकुराम् ॥
श्रीमन्मंदकटाक्षलब्धविभवब्रह्मेन्द्रगंगाधरां
त्वां त्रैलोक्यकुटुम्बिनीं सरसिजां वन्दे मुकुन्दप्रियाम् ॥३४॥

ક્ષીર સમુદ્રમાં જે ઉત્પન્ન થયાં છે, જે શ્રી રંગ ધામનાં અધિષ્ઠાત્રી છે, બધા દેવતાઓની પત્નીઓ દાસીઓ થઈ જેની સેવા કરે છે, ત્રણે લોકને પ્રકાશિત કરનારાં પ્રકાશ રૂપ જે છે, જેની કૃપા કટાક્ષ માત્રથી બ્રહ્મા, ઇંદ્ર, શંકર વગેરેએ મનવાંછિત વૈભવ મેળવ્યા છે, ત્રણે લોકમાં સ્ત્રીઓ અને બાળકો રૂપે જેઓ પ્રત્યક્ષ નિવાસ કરી રહ્યાં છે, કમળમાંથી જેઓ ઉત્પન્ન થયાં છે, જેઓ વિષ્ણુ ભગવાનને ઘણાં વહાલાં છે એવા ભગવતી જગદંબાને હું વારંવાર નમું છું. ॥૩૪॥

देवि प्रपन्नार्तिहरे प्रसीद प्रसीद मातर्जगतोऽखिलस्य ॥
प्रसीद विश्वेश्वरि पाहि विश्वं त्वमीश्वरी देवी चराचरस्य ॥३५॥

શરણે આવેલાં મનુષ્યોનાં દુઃખ મટાડનારાં, અખિલ બ્રહ્માંડને ઉત્પન્ન કરનારાં, જગતપર આધિપત્ય ચલાવનારાં એવાં હે દેવી પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ, પ્રસન્ન થાઓ. હે ભગવતી તમે આ સ્થાવર જંગમ જગતનાં માલેક છે। તો કષ્ટ ભોગવી રહેલાં આ વિશ્વનું રક્ષણ કરો, રક્ષણ કરો. ॥ ૩૫ ॥

दुर्गे स्मृता हरसि भीतिमशेषजन्तोः
स्वस्थैः स्मृता मतिमतीव शुभां ददासि ॥
दारिद्र्य दुःख भयहारिणि का त्वदन्या
सर्वोपकारकरणाय सदार्द्रचित्ता ॥ ३६ ॥

હે દુર્ગા સ્વરૂપ દેવી, તમારાં નામનું સ્મરણ કરનારાં બધાં પ્રાણી માત્રના ભય તમે મટાડો છો. સુખી મનુષ્યો તમને સંભારે છે સો તેઓને તમે ઉત્તમ બુદ્ધિ આપો છો. નિર્ધનતાને તથા નિર્ધનતાથી ઉત્પન્ન થયેલાં દુઃખોને મટાડવાવાળું જગતમાં તમારા શિવાય બીજું કોણ સમર્થ છે ? પ્રાણી માત્ર ઉપર ઉપકાર કરવા માટે તમારૂં મન હમેશાં દયા રૂપી અમૃતથી ભીનું રહે છે. ॥૩૬॥

॥ સંપૂર્ણ ॥